# પતિવૃતા સ્ત્રી અને ચંચળ છોકરો.

ગીઝની શેહેરમા સુલતાન મહમદ સબકત ગીનના રાજમા, એક માણસ આદરમેજાનથી હિંદુસ્તાન જતો હતો જ્યારે તે ગીઝની શહેરમા આવી પહોચ્યો ત્યારે ત્યાની હવાથી તે એટલો તો ખુશી થઇ ગયો કે, તેણે ત્યાજ રહેવાનો વિચાર કીધો તેથી તે ત્યા એક ઘર ભાડે લઇને રહ્યા વેપારમા તેનો અનુભવ સારો હોવાથી તે બજારમા ગયો અને એક દલાલ તરીકે સારી ફતેહ મેળવી પછી તેણે પરણવાનો વિચારકીધો, અને તેના સુભાગ્યથી એક સદગુણી અને સ્વરૂપવાન સ્ત્રી સાથે પરણ્યો ધીમે ધીમે તેનો વેપાર વધતો ગયો, અને ઘણી દોલત મેળવ્યથી તે મોટા વેપારીમા ખપવા લાગ્યો તેણે પોતાનો વેપાર હિંદુસ્તાન સુધી વધારવાને ઇચ્છયુ અને ત્યા માલ મોકલ્યો પાછળથી પોતે પણ



હુદુસ્તાન જવાનો વિચાર કીધો, પણ ગીરની મા તેનો કોઇ જાનજાન મિત્ર ન હોવાથી તના ખઝા ફરવા સુધી બાયડી કોને સોપી જવી તે વિચાર થયો પોતાની બીના માન અને આબ રૂને ધક્કો ન પહોચે એવા માણસની સભાગીમ નને સોપી જવાનો વિચાર કીધો હવે તે શહેર નો કાજી પોતાના ધર્મીપણા, સદગુણ અને માનને માટે પ્રખ્યાત થયો હતો, તેથી તણે પો તાના મનમા કહ્યુ કે, " કાજી જેવો પવીત્ર અ ને પ્રમાણીક માણસ જે વળી એક ઇનસાફ કર નાર અને ધર્મનો ઉપાધીઓ છે અને વળી ગ રીબ તેમજ પઇસાદારોથી માન મેળવે છે, તેથી તેને મારી બાયડી સોપવાના કરતા બીજા ઉપર હુ વીશ્વાસ રાખતો નથી " તેણે તરતજ કાજી ને ઘેર જઇને કહ્યુ " અરે ઇનસાફ સચાઇ અ ને ધર્મના ઉપાધ્યા તમારા બુદ્ધિવાન સ્વભાવથી ધર્મની સમજણો અને સવાલાના જવબો અ પાય છે, હુ તમારો નમ્ર સેવક આ શહેરનો એ

ક રહેવાસી છુ, અને મારો ઇરાદો હિંદુસ્તાન ત
રફ મુસાફરી કરવા જવાનો છે મારી બાયડી જુ
વાન છે તે નમ્ર અને સદગુણી છે તેની સભાલ
લઇ તેનુ રક્ષણ કરે એવુ કોઇ નથી અને કદા
ચ જો બીજા કોઇને સોપી જાઊં તો જીભના ખ
લી બકબકાટથી ભ્યાગ્મા પડે તેની ધાસ્તીછે એ
ટલા વાસ્તેજ તે આપ નામદારના આશરા નિ
ચે રહે એવી હુ આશા રાખુ છુ " આવી રી
તની તેની અરજીથી કાજીએ તેને પોતાને ત્યા
રાખી તેની સભાલ લેવાનુ કબુલ કર્યુ તે મા
ણસે પોતાની બાયડીને એક વરસ દાહાડાની
ખરચી સાથે કાજીને હવાલે કીધી અને પોત મુ
સાફરી કરવા નીકળી પડયો કાજીના ઘરમા
તે ઓ પોતાનો બધો વખત ઇશ્વરની ભકતી
અને પ્રારથના કરવામા ગુજારતી, અને એ પ્રમા
ણે નજદીક એક વરસ પસાર થઇ ગયુ તે વ
ખતે તેણે લોકોનો ખાલી બકબકારો તો શુ પ
ણ એક પક્ષીનો અવાજે સાભળ્યો નહોતો પણ

બનવા ઢાલ છે તેથી એક દિવસે અણુધારેલી રી
તે કાજીએ તે સ્ત્રી આગળ દેખાવ દીધો અને
તેની સાસુ જોયુ તેની લૈના જેવી ખુબસુરતી
જોઇને તેની ઉપર તે આશક પડયો તેણે તેને
બગાડવાને ઇછયુ પણ તેના સ્વભાવ અને ધા
રમીકપણા વિષે જાણતો હોવાથી, તેણે તેમ
કરવાને હીંમત કીધી નહી એક દિવસે જ્યારે તે
કાજીની બાયડી એક જાહેર હમામખાનામા ના
હાવા ગઇ હતી ત્યારે તે સ્ત્રીને પોતાના ઘરની
સ ભાલ લેવાનુ સોપી ગઇ હતી આ વખતે કા
જીને પોતાની નીચ મતલબ પાર પાડવાને પુરતી
જોગવાઇ મળી હતી તેણે અ દરથી બારણુ બ
ધ કીધુ અને તેની સામે જઇને તેની નમ્રતા વ
ખાણ કરતા આ પ્રમાણે કહ્યુ "સદગુણી સ્ત્રી
તુ મને શા વાસ્તે ધીક્કારે છે? ખુશી થા ને
શરમને એક કોરે નાખ, કારણ કે તેથી આપ
ણને કાઇ પાપ લાગે એવી ધારતી નથી ઉઠ
અને મને ભુખ લાગી છે માટે કાઇ ખાવાનુ તઇ

પાર હોય તો તે લાવી આ.ે " તે સ્ત્રીએ શરમથી ઉઠીને ઘણીજ નરમાશથી તેની આગળ ાગક મુકીને પાછી એક ખુણામા જઇ બેઠી તે સ્ત્રી સદગુણી અને પતીવૃતા હતી કાજીની તેની ઉપ ર નજર બગડી હતી તેના આટલા બધા લલ ચાવનારા શબ્દો છતા તે લલચાઇ નહી તે કા જીપાસે એક ેવી જાતની બુટી હતી કે જે બાગક સાથે નાખી હોય તો તે ખાનાર ખાતા ી વતજ બે શુદ્ધ થઇ જાય તેણે એ થોડીક હ થમા લઇને તે આને કહ્યુ, 'તુ જાણેછે કે કયામ તન દિવસ ઇશ્વર ત્રણ જાતના માણુસો ઉપર યા લાવતો નથી, અનેકા જે એકલો ખાય છ, બીજો જે એકલો સુવે છે, અને ત્રીજો જે એક લો મુસાફરી કરે છે તે, તેથી જે કોઇ એકવા કાન કરે તો તેનો સાબતી સેતાન થાય, એટલા માટે હુ જે એકલો ખાઉંછુ તથા મારા જેવા પવીત્ર માણુસ સાથે બેશીને તમને ખાવાનેશી હરકત છે ?" એ પ્રમાણે જ્યા સુધી તેની સ

જમવા બેઠી નહી ત્યા સુધી તેણે કહ્યા કર્યું, અ
ને જ્યારે તે જમવા બેઠી ત્યારે તે તકનો લાભ
લઇને તે બુકી ખોરાકમા નાખી બે ચાર બુક
ખાધા ન ખાધા એટલામા તે સ્રીનુ માથુ ફરવા
માડયુ અને તેણી રિઠવા લાગી તેનાપગ થરથ
રવા લાગ્યા, અને તે મુરછાગત થઇને જમીન ઉ
પર પડી, કાજીએ તરતજ ખાવાનીવધેલી ચી
જો જલદી એકઠી કરીને નાખી દીધી એટલા
તેણે રસ્તા ઉપર ગોંગાટ થતો સાભળ્યો આ
થી તેને પોતાની નીચ મતલબ પાર પાડવામા
હરકત નડી તણે તે બે સુદ્ધ થયલી સ્રીને કોઇ
ઠેકાણે સતાડવનો વિચાર કર્યો તેના ઘરમા તે
જ ઓરડામા એક છુપુ ભોયરૂ, હતુ જેમા તે
પોતાના પૈસા, ઝરઝવેરાત વગરે સતાડતો હતો,
તેની ખબર તેના સિવાય બીજા કોઇને હતી ન
હી તેણે સેતરજી ખસડીને તેનુ બારણુ ઉઘાડયુ,
અને તે બે સુદ્ધ થયલી સ્રીને તેમા મુકીને પાછુ
બારણુ બધ કરી સેતરજી સરખી કરી આ

કામ કર્યા પછી બહાર શુ ગોવાટ થાય છે તે જોવા ગયો ત્યા તેણે પોતાના કુટુબને હમામખાનામાથી પાછુ ફરેલુ જોયુ તેણે પોતાની સ્ત્રીને કહ્યુ, "તમે સઘલા ઘર ઉઘાડુ મુકીને કેમ ગયા હતા ? એકને ઘેર આમલ રાખીને શા માટે નહી ગયા ? " કાજીની સ્ત્રીએ જવાબ દીધો 'અમે પેલા વેપારીની સ્ત્રીને ઘરની સભાલ લેવાને વાસ્તે છોડી ગયા હતા " કાજીએ કહ્યુ, " આશરે બે કલાક ઊપર હુ ઘેર આવ્યો તે વખતે અહી કોઇ હતુ નહી એવા અજાણ્યા માણુસ ઊપર ભરુસો રાખીને તમે ગયા એ ઠીક ન કર્યુ કદાચ તેણી આપણા ઘરમાથી કાઇ લઇ ગઇ હશે તો કોને ખબર " તેઓ સઘલાએ અજાયબ થઇને કહ્યુ કે, તે કઇ એવી સ્ત્રી નહતી તેનુ શુ થયુ હશે તેના વિચારમા તેઓ પડયા જ્યારે આ વાત થતી હતી ત્યારે તે સ્ત્રીનો ધણી જે હિદુસ્તાન તરફ મુસાફરી એ ગયો હતો તે તેજ વખતે ત્યા આવી લાગ્યો, અને પોતાની બાયડી

વિષે પુછયુ કાજીએ જવાબ દીધો "હે વેપારી, તેણી કેટલો વખત થયા અમને કાંઈ પણ કહ્યા વગર જતી રહી છે,' વેપારીએ તે મશકરી સમજીને કહ્યુ, " અરે કાજી ! આ વખત મશકરીનો નથી માટે મારી સ્ત્રી મારે હવાલે કરો ' કાજીએ ગુમાન ખાઇને કહ્યુ કે, તે મશકરી કરનો નહતો તે વેપારીએ કહ્યુ, " હું મારી બાયડીના સ્વભાવથી એટલો તો જાણીતો છઉં કે તેણી એ પ્રમાણે જતી રહે એમ હું માની શકતો નથી, એની અંદર કાંઈ પણ ભેદ હોવો જોઇએ'' કાજીને આ સાંભળતાંજ ગુસ્સો ચડયો અને તેણે વપારી તરફ ફરીને કહ્યુ ' બેવકુફ માણસ! તુ કોની ઉપર વહેમ મુકે છે તે જાણે છે ? જા તારાથી થાય તે કરી લજે'' તે વેપારી પોતાની બાયડીને અતીશય ચહાતો હોવાને લીધે આ વચન તેને હાડોહાડ લાગી ગયુ, અને તેથી દુખી થઇને ત્યાંથી ચાલી નીકળ્યો પણ તેનાથી ધીરજ ખમાઇ નહી તેથી તે એકદમ સુલતાનની

દરબારમા ગયો અને તેનો આગળ ઘુંટણ મ
ડીએ પડીને આ પ્રમાણે માંડયો ' અરે મોટા અને
સુખી સુલતાન ! તારું રાજ અમર તપો અને
તુ દીર્ઘાયુ થાઓ આ શહેરના કાજીએ મને ઘ
ણો ગેર ઇનસાફ કીધા છે તે જો આપ મને ર
જા આપશો તો હુ કહીશ " સુલતાને કહ્યુ
કે તારી ફરીયાદ શુ છે તે તુ સુખેથી નિવેદન
કર ' વેપારીએ કહ્યુ, " હુ આજ બગદાદનો ર
હેનારી છુ અને આપ નામદારની કીર્તિ સાંભળી
અદલ ઇનસાફી સાંભળીને અત્રે આવી રહ્યો છુ
અહી આવ્યા પછી હુ એક ખુબ સુરત સ્ત્રી સા
થે પરણ્યા પણ હિંદુસ્તાન તરફ મુસાફરીએ
જવાનો વિચાર કર્યો અને આજથી એક વરસ
અગાઉ મે તેને કાજીના હસ્તક સોપી અને હવ
હુ જ્યારે પાછો ફર્યો ત્યારે તે મારી બાયડીને
મારે હવાલે કરવાની ના પાડે છે ' સુલતાને
કાજીને તેની આગળ લાવવાનો હુકમ કીધા કાજી
એ તો તે અગાઉથીજ વારી નાખ્યુ હતુ તથી

પોતાના કેટલાક પડોશીઓને પૈસાની લાચ આ પીને અગાઉથી શીખવી મુકયા હતા તેણી ત્ર ણ મહીના થયા ગુમ થઇ ગઇ છે એમ કહેવું જયારે કાજી દરબારમા આવ્યો ત્યારે સુલતાને પે લા વેપારીની કરેલી ફરીયાદ તેને કહી સભળાવી કાજીએ નમનતાઇથી જવાબ દીધો "આપ અ મારી ઉપર લાબો વખત સુધી રાજ ચલાવો અને તમારા શત્રુ નાશ પામો એવું અમે ઇચ્છી એ છીએ ! આ માણસ પોતાની સ્ત્રીને મારે ત્યા મુકી ગયા હતો એ વાત તો ખરી, પણ આજ લગભગ ત્રણ મહીના થયા તેણી અમને કાઇ પણ કહ્યા વિના જતી રહી છે અને આજ સુધી તેની અમને કાઇ ખબર પડી નથી તેથી હુ એની બાયડી એને સ્વાધીન કરી શકતો નથી." વેપારીએ કહ્યું, "આ મારી સ્ત્રીના સ્વભાવથી જાણતુ છે અને હુ તે માની શકતો નથી " સુ લતાને કહ્યુ, 'તમારા સાક્ષીઓ કોણ છે કાજીએ જવાબમા જણાવ્યુ કે તેના કેટલાક પડોશીઓ

ને માલમ છે એમ કહીને તેમના નામ દીધા સુલતાનના હુકમથી એક અમલદાર તેમને દરબારમા બોલાવી લાવ્યો અને તેઓએ કાજીના બોલવાને ટેકો આપ્યો આ ઊપરથી સુલતાને પેલા વેપારી તરફ ફરીને કહ્યુ, ' કાજીના બોલવાને તેના શાહેદીઓથી ટેકો મળ્યો છે, માટે તમારી ફરીયાદ રદ થઇ ' આ ઊપરથી તે વેપારી નાશાપાસ થઇને પાછો ફર્યો તે સુલતાનને એવી ટેવ હતી કે, દર રાતના વેશ બદલીને શહેરમા ફરતા નિકળવુ અને લોકો તેને વિષે કેવો વિચાર ધરાવે છે તેની તપાસ કરવી તેજ પ્રમાણે તે રાતે પણ નિકળ્યો ભોગજોગે એવુ બન્યુ કે કેટલાક છોકરા રાજા પાદશાહના રમત રમતા હતા ત્યાથી તેને પસાર થવુ પડ્યુ તે છોકરાઓમાનો એક રાજા થયો હતો તેણે બીજાને કહ્યુ, ' હુ રાજા છુ અને તમે બધા મારી સતા હેઠલ છો તેથી તમારે મારી આગનાનુ ઉલઘન કરવુ ન જોઇએ " આ ઊપરથી એક બી

પાથી આવકાર ગીઓ અને કહ્યું, " આજ આ બો દિવસ સવારથી સાંજ સુધી મારે બદલે તું કામ ચલાવજે, અને તારે ઇનસાફ કરવા બેસવું એવો મારો વિચાર છે અને આખો દિવસ તારે તારી મરજી પ્રમાણે ઇનસાફ કરવો " પછી પોતાના એક અમલદારને પેલા વેપારીને કાજી સામે પોતાની ફરીયાદી ફરીથી રજુ કરવાનું કામ કહ્યું તે વેપારી આવ્યો અને તેણે પોતાની ફરીયાદ રજુ કરી કાજીને બોલાવી મગાવ્યો કાજી આવીને પોતાની બેઠક ઉપર બેસવા જતો હતો પણ એટલામાં પેલો છોકરો બોલી ઉઠ્યો, " કાજી સાહેબ સબુર કરો ! તમે કાયદાથી જાણીતા હોવા છતા અદબ અજાણ્યા કેમ થઈ જાઓ છો ? તમને દરબારમા એક પ્રતીવાદી તરી બોલાવવામા આવ્યા છે કાંઈ ઇનસાફ કરનાર તરીકે બોલાવ્યા નથી તમારે ફરીયાદીની પાસે જઇને ઊભું રહેવું જોઇએ અને પછી જે કાંઈ ફેસલો થાય તેને તાબે થવું " કાજી જઇને પેલા વેપારી પાસે ગ્યો પછી પારીએ પોતાની

ક ગ્ર રજુ કરી અને કાજીએ તેની સ્ત્રી જતી રહી હતી એમ પોતાના બચાવમાં કહ્યુ પેલા છો કરે એ ન્યાજીને પુછ્યુ, 'તમારા કોઈ સાક્ષી છે? ' કાજીએ પોતાના માણસોઓ તરફ આંખ મારીને કહ્યુ, ' આ મારા સાક્ષીઓ છે " છોકરાએ બીજા સાક્ષીઓને દુર ઊભા રાખી એ ને પાસે બોલાવી ને પુછ્યુ કે તમે તે સ્ત્રીને જોઈ હતી કે નહિ? તેણે જવાબ દીધો ' હા મેં જોઈ હતી ' ત્યારે તેણે વધારે તપાસ ચલાવવાને પુછ્યુ ' તેના ચેહેરા શરીર અથવા આકારનુ તમે કાંઇ વર્ણન જાણતા હો તે કહો " સાક્ષીએ જવાબ આપ્યો " તેના ચહેરા ઉપર એક મસો હતો તેનો એક દાત પડી ગયો હતો, તેણીનો ચેહેરો હસમુખો હતો અને તેણીનુ કદ લાંબુ અને પતલુ હતુ " છોકરે પુછ્યુ " જે વખતે તેણી કાજીનુ ઘર છોડી ગઇ તે કયો વખત હતો " સાક્ષીએ જવાબ દીધો " સવાર ના વખત " પછી તેને એક બાજુ ત્યાજ બેસાડીને તેણે બીજા સાક્ષીને બોલાવ્યો અને તેને પણ તે

જ પ્રમાણે પુછ્યુ તણે જવાબ આપ્યા તેણીનુ ઉદ ટીપણુ હતુ તેના વહુરાનો રંગ લાલ અને સ ફેદ ઊપર હતા તેના ઓઈ ઉપર રૂમ મના હતા, અને તેણા બપારના જતો રહ્યો " તેને પણ ત્યાજ બેસાડીને તાજને બોલાબ્યો જે ઠીકજુ ખાનો આગના બે જણથી તદન અલગી પડી અ ને એ પ્રમાણે તેણે બન્નેને તપાસ્યા તો તેમની બનેના જુબાનામા ફેર પડયા સુલતાન પણ છોકરાની બાજુએ બેશીને બધુ સાભળ્યા કરતા હતો જ્યારે બધી સાક્ષીઓ લેવાઇ રહી ત્યારે છોકરે કહ્યુ અરે ક ગાના તમે શા વાસ્તે બે ટી સાક્ષીઓ આપી ? જ્યારે તમારી ઉપર રો બાવવાના હથીયાર આવશે ત્યારેજ તમે ખરૂ બોલશો " જેવુ તે લોકોએ હથીયાર વિશે સા ભળ્યુ તવાજ તઓએ ખરૂ કબુલ કીધુ કે, કાજી એ તેમને એમ બોલવાને વાસ્તે શિખવાને પૈસા ની લાચ આપી હતી તઓએ એમ પણ કહ્યુ કે

તેમાંટે તે સ્ત્રીને તો મુદલ જોઈ હતીજ નહી પછી
છોકરાએ કાજીને કહ્યુ કે તેને તેના બચાવથી જુ
કહેવુ છે કાજીએ ધ્રુજતે ધ્રુજતે કહ્યુ કે, તેણે
જે કહ્યુ છે તેજ સાચુ છે છોકરે કહ્યુ, આપ
ણો કાજી અક બહાદુર માણસ છે અને તેની હ
ઠ તેને સાચુ બોલતા અટકાવે છે, માટે આપણે
હવે હથીયારોનો ઉપયોગ કરવો પડશે " કાજીએ
હથીયારો નામ સાંભળતાજ ના ઉમેદ થઈને ખ-
કબુલ કીધુ આ ઊપરથી છોકરો ઊઠ્યો અને જમી
નને ચુમીને બોલ્યો, ' આ કામનો બાકી રહેલો
ભાગ સુલતાનને ચુકવવો " સુલતાન તે છોકરા
ની ચપળતા અને હુશીયારીથી ઘણોજ ખુશી થ
યો અને તેણે કાજીને ગરદન મારવાનો હુકમ કી
ધો, તેની બધી દોલત પેલા વેપારીના બાપડીને
અપાવી તે છોકરાને તે દહાડેથી સુલતાને પોતા
ના મહેલમા રાખ્યો અને તેની સારી રીતે બરા
બર કીધી રફતે રફતે તે પદવીએ ચઢ્યો, અને
સુલતાનનો માનીતો થયો.